# રાષ્ટ્રીય કિર્ત્તન

તથા

## ગરબા સંગ્રહ.

૨૫-૧૧-૧૯૨૧




કીમત ૦-૨-૦.

શ્રી

# રાષ્ટ્રીયકિર્તન તથા ગરબા સંગ્રહ.

---


રચનાર

મા. ગોપાલજી ભગવાનજી પરથાણકર

લોકમાન્ય કુમાર મંદિરના અધ્યાપક

નીણત તાલુકે બારડોલી.


---


છપાવી પ્રસિદ્ધ કરનાર

પટેલ ધનાભાઈ નારણજી નીણતકર

તથા

પટેલ જગાભાઈ પરશોતમ.

---

આવૃત્તિ-પહેલી. ૧૯૭૮. પ્રત ૧૫૦૦.

કિંમત ૦-૨-૦

## અર્પણપત્રિકા.

માતૃભુમિને ચરણે સ્વદેશ હિતાર્થે ખાસ રચી.

લી૦ રાષ્ટ્ર સેવક

ગોપાળજી ભગવાનજી

નીજુત—લોકમાન્ય કુમાર મંદિર.

# રાષ્ટ્રીય કીર્તન તથા ગરબા સંગ્રહ.

॥ ૐ ॥

## વંદે માતરમ્

## ઇશ્વર સ્તવન.

અતિરે ઉત્તમપદ મીત્રતણું એ રાગ.

અતિરે અગમ ગતિ તારી વિભુ, આ જગમાંહી જણાએ—અતિ ટેક.
અજબ કૃતિની વિધવિધ રચના રચી ભુમંડલમાંએ—અતી—૧
શશી સુર્ય નભ ગ્રહ મંડલો
નગ વન સરો રમણીય સ્થળો
એ સહુ રમ્ય લીલા તુજ ભાસે અકળ કૃતિ ન કળાએ—અતી—૨
પશુ પક્ષી જન ગણુમાં વસ્યો વૃક્ષો વિષે વિશ્વંભરા,
અણુ માત્ર નવ ખાલી કહી તુજરૂપ વિણ વસુંધરા,
હું તુજમાં તું મુજમાં રમતો પ્રેમે પરિક્ષા થાયે—અતીરે—૩

---

## ભારત ગૌરવ.

### ગજલ

પ્રભો, પ્રાચીન ભારતનુ, ફરી ગૌરવ પ્રસારી દયો
હમારી હીંદ માતાની પ્રભા જગમાં દીપાવી દયો,
કલા કૌશલ્ય વિજ્ઞાને હતી વિખ્યાત આલમમાં,
રિબે છે વિર ભુમી તે સીતમગર દુઃખ જાલીમમ
પુનરપી ભાનુ ભારતનો, દિવ્ય ઓજસ થકી ઝળકો,

હમારા કૃષ્ણ શંકર ને, બુધ્ધ દેવો ફરી પ્રગટો.
મથન વેદાબ્ધિનું કીધું, જ્ઞાન અમૃત જને પીધું
ધરામાં ધર્મ સ્થાપીને, અમરપદ મેળવી લીધું
સુર્યવંશી શશીવંશી, યુધિષ્ઠીર રામના જેવા
જનક વિદેહીના જેવા પ્રજા પાળક બન્યા કેવા
નથી કેતા અણ વિરલા, વળી હરિશ્ચંદ્ર સત્વાદી
ઝુઝયા સત્યાગ્રહે શુરા ગણ્યાં તુચ્છ આપુ ને ગાદી
મહા તત્વજ્ઞ વેદાંતી કપીલ ગૌત્તમ જયમુની
શ્રુતી વ્યાકરણ સ્મૃતિઓથી પ્રસારી વેદની ધૂની
વિરલ વિધાભુષણ રૂષીઓ શુરા ક્ષત્રી તણા જાયા
ગયા મહા ગભરૂ બ્રહ્મચારી કરી કુરબાન નીજ કાયા
સપુત અર્જુન, યુધીષ્ઠીર ને ભીમ ભડ ભીષ્મ સમજ્ઞાની
પરાઇ પીડ હરનારા ગયા ક્યાં કર્ણસમદાની
ભોજ વિક્રમ સમા નૃપતિ, પ્રજા પાળક પુરા જ્ઞાની
સ્વદેહે દુઃખ વેઠીને પ્રજાની વાત ના જાણી
પ્રતાપી ટેકીલો પુરો શુરો મેવાડનો ભાનું
વડી ભામો અને ઝાલો દીપાવ્યું દુધ માતાનું
પ્રસારક ધર્મની માતા, જગતને શાંતી ગુણ દાતા
થયા ગોવિંદ નાનકજી વિવેકાનંદ સમજ્ઞાતા.
દયાનંદરામ સ્વામીસમ મહા તત્વજ્ઞ વેદાંતી,
હતા અબધુત યોગીઓ રહી તુજ પુત્રની ઝાંખી.
હવે તો હીંદ માતાએ રચી મહા યજ્ઞની વેદી,
તપસ્વી કર્મવીર ત્યાગી દુઃખો દે હીંદના છેદી.

અરે એ કર્મયોગીની મધુરી મોરલી વાગે.
પ્રજા નીજ ધર્મને જાણી અસુરી નીંદને ત્યાગે.
મીઠી મોહન વજાડે છે મધુરી સત્યની બંસી,
મદન મોહન વળી લાલા નહેરૂ સર્વ અવતંસી.
ગુરૂજી ગોખલે, દાદા, વળી તૈલંગ રાનાડે,
સપુતો હીંદના એવા ફરી સેવા વપુ પાડે.
સુતેલા ઉઠજો સિંહો મરેલા ઉઠજો મરદો,
રહયા શું બાયલા બેસી પીછાનો માતનાં દરદો.
લુંટાઇ લાજ માતાની વિદેશી વસ્ત્રને છોડો,
મચ્યું આ યુધ્ધ શાંતીનું હવે તો ઐક્યતા જોડો.
હવે હીંદુ, મુસલમાનો ઇસાઇ પારસી જેનો,
પડો રણ યજ્ઞમાં કુદી સુખી વૈભોગ ને ચેનો.
રમો વેદાંતના તત્વે ખરી રાષ્ટ્રોન્નતી એમાં,
બનો ગોપાળ સંતાનો તમારા છે ગુણો ગરવા.

---

## "હમારો એ અચલ ધ્રુવ છે."

હમારા હિંદવાદળમાં સીતારાઓ પ્રકાશે છે
લડે છે દેશના હીત્તે હમારો એ અચળ ધ્રુવ છે.—ટેક. ૧,
જીવનમાં સત્યતા ભાળી, ઉપાધી દુઃખની ટાળી
દિપાવી ગુર્જરી વાડી, હમારો એ અચળ ધ્રુવ છે.—૨
દિશે પરમાર્થમાં પૂરો, વળી સત્યાગ્રહી શુરો
રંક ખેડુતનો વીરો, હમારો એ અચળ ધ્રુવ છે.—૩

લુટાતા હક્ક દેશીના, ટેક્ષ ત્રણ પાઉંડ લેવાતો
લડયો નીજ હીંદીના કાજે, હમારો એ અચળ ધ્રુવ છે.—૪
ઝુઝયો વિર કેસરી જેવો અડગ એ ધ્રુવના જેવો
હીરો એ હીંદનો કેવો, હમારો એ અચળ ધ્રુવ છે—૫
સત્ય રણજંગમાં ઘુમી, વળ્યો નીજ ગુર્જરી ભુમી
ચરણ રજ માતૃની ચુમી, હમારો એ અચળ ધ્રુવ છે—૬
તપસ્વી પુર્ણ વૈરાગી, વિલોકી આ પ્રજા જાગી
બનાવી સત્ય અનુરાગી, હમારો એ અચળ ધ્રુવ છે—૭
ખરેખર ગુર્જરી વાડી, દિપાવી રમ્ય રઢીયાળી
દુઃખો દે હીંદના ટાળી, હમારો તું અચળ ધ્રુવ છે.—૮
જગત નીંદા ભલે કરતું, ન કરતો પાછી પાની તું
હમોને પુજ્ય છે નર તું, હમારો તું અચળ ધ્રુવ છે—૯
હમારા હિંદ વાદળમાં, પ્રકાશે છે અચળતામાં
વસ્યો ગોપાળના બળમાં, હમારો તું અચળ ધ્રુવ છે-૧૦

---

## ॥ ધરામા ધન્ય તે નરને ॥

### ગઝલ

કીધાં પરહીતના કામો, ગરીબને દીધ વિશ્રામો,
સુધર્મે વાપર્યાં દામો, ધરામાં ધન્ય તે નરને—૧
અનાથો ગાયને વિધવા, તણો આત્મા સુખી કીધો,
ખરો જગમાં જનમ લીધો, ધરામાં ધન્ય તે નરને—૨
કવિ, કો વિદને જાણી, કીધી નીજ દ્રવ્યની લાહાણી
સુખી એ જીંદગી માણી, ધરામાં ધન્ય તે નરને—૩

દીનોના દુઃખડાં જોઇ, રહ્યું હૈયું સદા રોઇ,
સગાં હરમાત્ર જન કોઇ, ધરામાં ધન્ય તે નરને—૪
કરી નીજ માતૃની સેવા, ન લાભો અન્ય કંઇ લેવા,
જગતમાં વીરલા એવા, ધરામાં ધન્ય તે નરને—૫
જીવન નીજ સત્યમાં ગાળે, દુઃખો નીજ દેશના ટાળે,
અલ્પ આયુષ્ય છો ગાળે, ધરામાં ધન્ય તે નરને—૬
ન કીધી જાતની પરવા, દીનોના દુઃખડાં હરવા.
ગુણો તેના અતી ગરવા, ધરામાં ધન્ય તે નરને—૭
સ્વદેશે દેહ જે આપે, અમર નીજ નામને સ્થાપે,
બની ગોપાળ સુખ આપે, ધરામાં ધન્ય તે નરને—૮

---

# પવીત્ર ભારત

રાગ શોરઠ ? (મારાનયન સલુણા એ રાગ)
મારો ભારત ભુમી પવિત્ર, તારા વંદુ ચર્ણ પુનીત (૨)
વિરનરોની તું વીર જાયા
મંગળ મુર્તિ નિર્મળ કાયા
સત્ય, અહિંસા એ આયુધ વપુ એ ધારી સાડી હરિત—તારા—૧
ભષ્મ ભીમ અર્જુન રઘુરાજા
સગર દિલીપ ભગિરથ મહારાજા
એવાં તારાં વીર તનુજો જગતમાં છે અંકિત—તારા—૨
અનુસુર્યા મહાશ્વેતા સીતા
સાવિત્રી દમયંતી પુનીતા.

ગુરુને શું ગાઉં ગીતા પ્રકટી ભારતની કુહીત–તારા–૩

આર્ય રમણી સદ્‍ગુણની શાળા

પુન પ્રગટો ભારતની બાળા.

આપે ગુણ ગોપાળ તારા ચરણે નામી શીશ–તારા–૪

---

# રેંટીઓ.

## ભૈરવી.

રસીલો કૃપાળો મારો, રેંટીઓ છે વીર,
એ વીર પહેરાવે ધોળા ચીર—રસીલો.

### સાખી

રંક તણો આધાર છે, શાદુ જીવન શાર,
શીયળનો રક્ષક પુરો, વિધવાનો આધાર.
રત્ન તને દેશે દીધી ઉડી ગયું હી...ર–રસીલો—૧

### સાખી

સત્યતણા સ્થાપક પુરા, ગાંધી ગુરૂજી આજ,
સ્થાપીત કીધો તુજને, દેશતણી ધરી દાઝ.
હવે હીંદવાશી આજે બન્યા છે સધીર–રસીલો—૨

### સાખી

ચક્ર શુદર્શન કૃષ્ણનું, ભારતના શીરતાજ,
મુક્તી દેજે હીંદને, ધરજે હીંદી દાઝ.
ચાર પુરાં પાડી બન્યા રાખ મારા વીર–રસીલો—૩

---

# વીર જનુની

## સવૈય.

રામકૃષ્ણ-હરિશ્ચંદ્ર સમા, નિતીજ્ઞ પુરૂષની તું જનની
રસકસથી ભરપુર જંગલમાં રમ્ય ભુમી નંદનવનની
નિર્મળ સહુ સરિતા તુજ પટપર, સુંદર રવ કરી ઝરતાં
કંઇ અળતાં જળતાં દિન જન સૌ તાપ વિતાપો સંહરતા
ફળફુલથી હરદમ લચી રહેતી, રસકસ પોષણ દેનારી
દીન ભુખ્યાંને તું વિશ્રામો જય વંદે માતરમ મારી
શુદ્ધ શનાતન ધર્મ ભુમા, પૃથુશંકર બૌધ તણી માતા
વેદ, સ્મૃતિ ઉપનીષદ વ્યાકરણ ગીતામૃતના તું દાતા
વિશ્વામીત્ર વસિષ્ટ પરાશર ગૌતમ આદી તુજ પુત્રો
આત્મબળી વેદાંતી પુરા શાખીશું તેનાં સુત્રો
શુદ્ધ અને શાદાં જીવનથી ઉગ્ર તપશ્ચર્યા કરનારા.
એ પુર્વજ ને ચરણે ચાલી શીખીશું પ્રાચીન ધારા
સત્ય અહિંસા શસ્ત્રો ધારી ક્ષમા ખડગ હાથે ધરશું
માત લાજ ને કાજ અમે સહુ, આત્મબલી દઇને મરશું
મચો ઐકયથી ભારતવાશી કુંભકર્ણ નીદ્રા ત્યાગો
કટીબદ્ધ હો રાષ્ટ્ર યજ્ઞમાં મુસલમાન હીંદુ જાગો
ફરીફરી અવસર ન મળશે રૂડો છે આજે લ્હાવો
ગોપાળક-ભારત સંતાનો સંપ કરી આવો આવો.

---

# હીંદી અસહકારી કેમ થયા ?

દુઃખી પંજાબની દાઝે, લુટાતી હીંદના કાજે
ધરી નીજ દેશની દાઝે અસહકારી બન્યા હીંદી. ૧
બ્રિટન તાજે વફાદારી, બતાવી ભારતે ભારી
દીઠી રાઉલેટની ત્યારી, અસહકારી બન્યા હીંદી. ૨
પિતા થઇ બાળને મારે, પછી કો બાળની વહારે
પડી જ્યાં વહારની ધાડો, અસહકારી બન્યા હીંદી. ૩
ગરીબડી બેન માતાની, લુટાઇ લાજ દી ધોળે
પ્રજા સહકારને છોડે, અસહકારી બન્યા હીંદી ૪
ચલાવ્યા ચાબુકો મારી, મજલ શોળ ગાઉની મારી
સુણીએ થાય કંપારી, અસહકારી બન્યા હીંદી. ૫
ચલાવ્યા કંઇકને પેટે, સલામી યુનીયન જેકે
શીશુને તાપમાં સેકે, અસહકારી બન્યા હીંદી. ૬
દીઠો પંજાબનો મારો, ફરી આવે પ્રજા વારો
હૃદયમાં રેડી વિચારો, અસહકારી બન્યા હીંદી. ૭

---

## સત્યયુગનો આરંભ.

### રાષ્ટ્રીય ગરબો.

ઓ વાંસલડી વેરણુ થઇ લાગીરે—એ રાગ.

ઓ મહાત્માજી સતયુગ, ફેલાવ્યો ફરી ભારત દેશમાં
ઓ ગાંધીજી હિંસકવૃત્તિ, ટાળી આર્ય પરદેશમાં
તમે આફ્રિકાથી આવીને, સત્યાગ્રહ જંગ મચાવીને,

બતલાવી ઉદયની ચાવીને, ઓ મહાત્માજી—ટેક.
ઉઠી ભારત ઉંઘ થકી જાગી, આળસ મોહ નીંદ્રાને ત્યાગી
સ્વાત્માર્પણુના યજ્ઞે લાગી, ઓ મહાત્માજી—૨
તિલક દુઃખ ભંજન વીર ગયો, આદરેલો યજ્ઞ અર્પણુ,
કહયો, શુભ સંદેશો હીંદને તેં કહ્યો, એ મહાત્માજી—૩
તિલક ફંડે એક ક્રોડ કર્યા, વિશલાખ રેંટીઆ ચાલુ કર્યા
ભારતનાં દુઃખડાં સર્વ હર્યા, ઓ મહાત્માજી—૪
ભારતને નીજ ધર્મવાળી, વિદેશી મોહ દીધો ટાળી,
ખાદીમાં આબાદી ભાળી, ઓ મહાત્માજી—૫
વિર કેસરીની પુંજા કીધી, ખરી શ્રાદ્ધ તિથી ઉજવી દીધી
ભારતમાની આશીશ લીધી, ઓ મહાત્માજી—૬
શાંતીમય યુદ્ધ મચાવ્યું છે, ભારત ભાવી પ્રકટાવ્યું છે,
યા હોમ કરી ઝુંકાવ્યું ઓ મહાત્માજી—૭
ગુરૂ ભીષ્મ પ્રતિજ્ઞા તેં ધારી, વપુ વસ્ત્રો મેલ્યાં ઉતારી
દુઃખી હીંદીના દર્દો ભાળી, ઓ માહાત્માજી–૮
ઓ હીંદી, સહકારી જાગો, મહાત્માજીના દુઃખડાં ભાગો
ગોપાળ વિરા શુખ ને ત્યાગો ઓ માહાત્માજી ૯

---

## ગરબો રેંટીઆનો.

ભારત માતાનો કુળદીપક દીકરો રેંટીઓ રે લોલ,
ગરવા ગુણુ છે અપરંપાર કે જન મનમાં વસ્યો રે લોલ.
મળીઆ ગાંધી ગુરૂજી આજ, ઉદ્ધારે રેંટીઓ રે લોલ.

ખરા એ ભારતના માબાપ, જગાવે રેંટીઓ રે લોલ.
અનાથો અબળાનો આધાર; ગરીબનો રેંટીઓ રે લોલ.
બન્યો એ ભારતનો શીરતાજ, રસીલો રેંટીઓ રે લોલ.
અન્ન ધન ચાલી ગયાં દેશેથી, મુકતાં રેંટીઓ રે લોલ.
વિનવે મહાત્માજી ભારતથી, ચલાવો રેંટીઓ રે લોલ.
માનચેસ્તરનાં વધીઆં માન, મુક્યો જવ રેટીઓ રે લોલ.
પરાધીન હીંદીનું અપમાન, બચાવે રેંટીઓ રે લોલ.
દિલાસો દુઃખીને દેનાર; દયાળુ રેંટીઓ રે લોલ.
મીઠા મોહક સુર કહેનાર, હમારો રેંટીઓ રે લોલ.
લુંટાતી પંચાળીની લાજ, અપાવે રેંટીઓ રે લોલ.
ધરજે અંતર દેશી દાઝ, વીરો તું રેંટીઓ રે લોલ.
બચાવે દેશે સાઠ ક્રોડ, તવંગર રેંટીઓ રે લોલ.
પુરા કરશે ભારત કોડ, રૂપાળો રેંટીઓ રે લોલ.
કરશે ભારતનો ઉદ્ધાર, ઉદ્ધારક રેંટીઓ રે લોલ.
કૃષ્ણ સુદર્શન ચક્રાધાર, ફરે છે રેંટીઓ રે લોલ.
કરાવે મીષ્ટામૃત સમપાન ગુંજતો રેંટીઓ રે લોલ.
ધર્યું ગોપાળે અંતરધ્યાન, સકળ ગુણ રેંટીઓ રે લોલ.

---

## પ્રાચિન ભારત વિષે ગરબો.

પ્રાચીન ભારતમાનું ગૌરવ મુખથી શું કહું રે લોલ
ધર્મ તણી વીરમાતા એજ કે શાંતી ગુણ લહુ રે લોલ
જેના વૈભવ અપરંપાર કે વિદેશે ગાજીઆરે લોલ

મિસર, ગ્રીસના લોકોના મનડાં લલચાવીયાં રે લોલ
સુણીને આવ્યો સિંકદર શુરો કે આલમ જીતતો રે લોલ
પડીઓ પોરસ તેને પુરો કે આત્માબલી હતો રે લોલ
આવ્યા પરદેશીનાં ધાડાં કે ગાઢાં દળ લઇ રે લોલ
છતાં રહી માતા એની એજ કે દુઃખડાં ને સહી રે લોલ.
સૈકા સાત સુધી મોગલાઇ તપી તુજ આંગણે રે લોલ
શુરા વીર ક્ષત્રીની જાયા ધન ધન જગ ભણે રે લોલ
પ્રગટયો શીવશંકર અવતાર શીવાજી મહા શુરો રે લોલ
ઉખેડી જડમૂળથી મોગલાઇ પડયો સહુને પુરો રે લોલ
પ્રતાપી રાણાનાં પ્રાક્રમ સુરજસમ ઉજળાં રે લોલ
દીપાવ્યું ભારત માનુ દુધ કે મસ્તક ના નમ્યાં રે લોલ
જન્મ ભુમીની હૈડે દાઝ અતિશય ધારતો રે લોલ
ધન ધન ભામા શા ભડવીર દ્રવ્યનીજ આપતો રે લોલ
હઠીલા હમ્મીર તારૂં નુર સ્વદેશે ઓપતું રે લોલ
ક્ષત્રી બાળા કરે જુહાર ચિતોડ ચિતા થતું રે લોલ
છતાં નીજ શરણાગતના કાજ સહન સર્વે કર્યું રે લોલ
કરી તેં વીર પુજા શુરવીર કે શીર શીવને ધર્યું રે લોલ
અરે ઓ અર્જુનના અવતાર, ફરીથી અવતરોરે લોલ
પ્રતાપી પૃથ્વીપતિ ચૌહાણ ધનુષ કરમાં ધરોરે લોલ
પ્રગટયો સતવાદી હરિશ્ચંદ્ર, સુરો સત્યાગ્રહીરે લોલ
ખરેખર ધર્મ તણો અવતાર ગુરૂ ગાંધી સહીરે લોલ
રચી છે રાષ્ટ તણી મહાવેદી કે સ્વાત્માર્પણ થશેરે લોલ

મચ્યું છે શાંતિમય આયુધ કે હિંમત ગાજશેરે લોલ
શાંતી શસ્ત્ર ધરો નીજ હાથ કે ઓ હિંદી વીરોરે લોલ
તમારો થાશે જયજયકાર કે જશ અતિ ઉજળારે લોલ

## બ્હેનોને સંદેશો.

( પુનમ ચાંદની ખીલી, એ રાગ. )

સુણજો સંદેશો ભારત બેનો મહાત્મા તણો રે
જાણી ધર્મ તમારો આણી અંતર વહાલ,
મહાત્મા વિનવે છે નીજ બેનોને અતિ ભાવથી રે—સુણજો. ૧

### સાખી.

શાંતી ને સાદાઇ એ જાણો તમ શણગાર
વહાલું શીયળ રક્ષવા એક દીસે આધાર
વહાલી બેનો રૂડી રીતે ચલાવો રેંટીઓ રે,
તમને પુરૂષ થકી પણ ઝાઝો છે અધિકાર,
આપો મહાત્માજી માગે છે અંતર ભાવથી રે—સુણજો. ૨

### સાખી.

પવિત્ર ખાદી ભાવથી ધરજો અંગે સાર
કુમારીકા રૂ કાંતતા છે ભારત ઉદ્ધાર
હસતાં પ્રસન્ન વદનથી બેનો ધર્મ બજાવશો રે,
જો કદી મારા પ્રત્યે હોય તમારો પ્રેમ,
માગી લઉં છું બેનો અંતરના ઉદ્દગારથી રે—સુણજો. ૩

### સાખી.

દિન દુઃખી જન જોઇને, ના હરખાશો મન
સહભાવે સેવા કરી, રહેશો એન પ્રસન્ન

એવી પુણ્યવતી બહેનો મુજને વાલી ઘણી રે,
સેવાના મીઠા મેવા લેવાનીજ લ્હાવથી રે—સુણજો. ૪

### સાખી

સીતા સાવિત્રી સતિ, દમયંતી સમ નાર
મહાશ્વેતા કાદંબરી, પતિ પરાયણસાર

એની સેવા ભાડી જગત બધું ઝાંખુ બને રે
હતી એ પવિત્રતાની પોષક માતા એન
ઉજળાં થાજો એનો આર્યતણા પ્રભાવથી રે—સુણજો. ૫

---

## સ્વદેશી વૃત.

### (બાંણાવળી સમ—એ રાગ)

શાણા સ્વદેશી ધારોરે, ખાદીના વસ્ત્રો સાર,
હાથે બન્યા શું હળવારે છો ભારતના આધાર,
કરોડો રૂપિયા જાય ચાલી, બની હીંદ માત આ ખાલી.
ઉડી ગઇ મુખની લાલીરે, શું ભાળો છો ગમાર–શાણા—૧
વાવરે ઉડાવી વાયલ, સગડીમાં નાંખો છાયલ
ભારત બની છે ઘાયલ રે જગમાં બની લાચાર–શાણા—૨

હા આર્ય માતની બાળી, ઉઘાડી થઈ પંચાળી
શું ઉચું જુઓ બાળીરે, છે શરમ ! શરમ ! ધીક્કાર-શાણા—૩
પરદેશી મોહ સહુ ત્યાગો, ઓ હીંદી વીરલા જાગો,
હવે રેંટીઆમાં લાગોરે, છે ભારતનો ઉદ્ધાર-શાણા—૪
વેનીશનના ઓ વીરા, ચાયના શીલ્કે અધીરા,
પપલીનનાં કરજો ચીરારે, ભારતનું દુધ પીનાર-શાણા—૫
૩૧ ડીસેમ્બર આવે, રગરગમાં બળ એ લાવે,
પણ વિદેશી મોહના જાવે તો કહુ મુરખના સરદાર-શાણા—૬
રાખો શાળોને તાંતો ગોપાળ સુતર સહુ કાંતો,
ત્યાં ઝુકે છે શીર આ તો રે, પ્યારા અંતરમાં વિચાર-શાણા—૭

---

# તે વિર બાળ કયાં ?

## ગઝલ.

પતિ રણ યુદ્ધમાં જાતા, હૃદય પ્રેમેથી પ્રફુલાતાં
ભણાવે પાઠ વિરતાના ગઇ કયાં આર્ય રમણી એ ?—૧
વગાડી જય તણા ડંકા, ગૃહે વળજો પીયુ બંકા
ન મારી રાખશો શંકા ગઇ કયાં આર્ય રમણીએ !—૨
ભીરૂતા ભાળશો પ્યારા, ન ભાળે મુખ તમ દારા
પ્રણામો અંતના મારા, ગઇ કયાં આર્ય રમણી એ !—૩
પ્રભો, સંગ્રામમાં પડતાં, હૃદય નવ ધારશો ચિંતા
જરૂર માનો હું આવીશ ત્યાં, ગઇ કયાં આર્યરમણી એ !—૪

અરે મેવાડની બાળા; હતી આદર્શ ગુણશાળા.
પતિ પાછળ કરી જુહારા, ગઇ કયાં આર્ય રમણી એ !—૫
સિતા સાવિત્રી દમયંતી, મહાશ્વેતાને અરૂંધતી
સતી શાણીજ ગુણવંતી, ગઈ કયાં આર્ય રમણી એ !—૬
સુશીલ નીજ સંતતી કરતી, જીગરમાં વિરતા ભરી
જુઠું નવ લેશ ઉચરતી, ગઇ કયાં આર્ય રમણીએ !—૭
પતિ નીજ માનતી દેવા, પવિત્ર પારસમણી જેવા
કરતી શુદ્ધ ભાવથી સેવા ગઇ કયાં આર્ય રમણીએ !—૮
પતિવૃતમાં ધરે માયા, કરતી કુરબાન નીજ કાયા
ખરી એ હીંદની જાયા ગઇ કયાં આર્ય રમણીએ !—
અહા ભારત તણી તનુજા, વસી ભારત તજીને કયાં
મળે ગોપાળ આવી ત્યાં, ગઇ કયાં આર્ય રમણીએ !—૧૦

---

## રાષ્ટ્રીય શિક્ષકને બે બોલ;

### ગજલ

ખલક ખાવિંદના પ્યારા, હમોને પુજય છે નર તુ
જગતનો તું સુધારક છે, શુકાની થા નીડર જન તુ
હમારાં મુગ્ધ બાળોને, જીવન સુત્રો પઢાવી દે
હમારી ભાવી આશામાં નિડર વિરતા ભરાવી દે
તું છે! ભારત તણું ભાવી, કદર તારી અમો કરશું
રહી તુજ હાથમાં દોરી, જીતીશું કે અગર મરશું
અરે ખર આંગ્લ ભુમીને ચઢાવી શિક્ષકે જગમાં

નમેરો થા નહી બાપુ, દયા દર્શાવ ભારતમાં
કૃષ્ણ શિક્ષક બની વિશ્વે, ગીતામૃત પાયું પારથને
દયા દર્શાવી દે વિરલા ક્ષુધાંતુર દીન ભારતને
અતી છે ઉચ્ચ પદ તારૂ, જગતને એ બતાવી દે
ફરી ભારત તણું ગૌરવ, નવા જગમાં પ્રસારી દે
શીશુ જીગર બીજાશયમાં શુભેચ્છા બીજ વાવી દે
શુશોભીત રાષ્ટ્ર અંકુરો, સ્ફુરાવી દે સ્ફુરાવી દે
બનાવી બાઇ ઉધાનો કરી દે ઐકયના કયારા
અમીરૂપે રહી ભાનું હૃદય ગુણ ફાલવો પ્યારા
જીગરના શુધ્ધ પ્રેમથી, કરે ગોપાલ તુજ સેવા
પરાધીન દેશને કરતા ન બાળું ભાકુતી જેવા.

---

## જનારૂં તે જવાનું છે

### ગજલ.

જગતમાં જન્મ ધારીને જરૂર અત્રેથી જાવાનું છે
મરો શાને મુઝાઇને, વેરાગન "લાલ" વરવાનું છે
મરેલાંને રડો વિરા, છતાં જાવું તમારે છે
સમય તો કંઇક ધારે છે, જનારૂં તો જવાનું છે ૧
ભલે પાતાળમાં પેશો, છુપાઇ ભોંયરે બેસો
સુણી વારંટ સંદેશો, જનારૂં તો જવાનું છે ૨
ગયા રાવણ સમા રાણા, દિવાના હો અગર શાણા
લખ્યાં નહીં પત્ર ઠેકાણાં, જનારૂં તો જવાનું છે. ૩

ગયા કંઇ મર્દ મુછાળા, ગયા ગોરા અને કાળા
ઉઠયા પુરા અમલવાળા, જનારૂં તો જવાનું છે. ૪
લગનની ચોરી જ્યાં સ્થાપી, મરણ પોકો તહીં થાતી
સગાં તેના હજી સાખી, જનારૂં તે જવાનું છે ૫
રૂડાં જ્યાં વાગતાં વાજાં, જણાયા શોક ત્યાં ઝાઝા
ઉડે છે આજ ત્યાં કાગા, જનારૂં તો જવાનું છે ૬
જગત આ રેંટની માળા, ક્રમે ફરતા દીઠા આરા
અકળ ગોપાળના ધારા, જનારૂં તો જવાનું છે ૭

---

## પંજાબનો અત્યાચાર ને ભારતનો વિલાપ.

( મારો રામ ગયો છે વનવાસરે;) એ રાગ

પડતાં પર પાટુ તણો મારરે, હીરલા મારા શાને હર્યા
શાને હર્યા એ હીરલા, કોને વર્યા—પડતાં—ટેક.
જાલીમ જંજીરના બંધન થકી બાંધી મુજને (૨)
જ્યારે સ્વદેશે કાળા ધારા કર્યા—હીરલા શાને—૧
ભગ્ન હૃદયના મારાં બાલાં બિચારાંરે (૨)
જલીયાનવાળા બાગે એકત્ર મલ્યાં રે—હીરલા—૨
રાંકડી હીંદમાની લાજ લુંટાતી દેખી (૨)
વિરધર્મ આચરતાં એ દિલના ડર્યા—હીરલા—૩
નિર્દોષ બાલુડાંને વિંધ્યાં ગોળીબારથીરે, (૨)
વાંક વિના રે તેના તેના પ્રાણ હર્યા—હીરલા—૪

અરે અરે આંગલ બેની, વફાદારી મારી કેવી (૨)
લડાઇના ફાળામાં શું ઓછા પડ્યા—હીરલા—૫
ભલું થજો બેન તારૂં આશીષ અંતરની મારી (૨)
પડતી ચડતીના દીનો પ્રભોના કર્યા—હીરલા—૬.
ગોપાળ પુત્રો મારા દેશ દાઝો પ્યારા (૨)
ચીરકાળઃ વિરલા જગમાં નામો કર્યા—હીરલા—૭.

---

## ચાહદેવી.

### ગઝલ.

હવે ચાહ માત ચેતીને, સવેળાથી સિધાવીજા
હજારો હીંદીઓ હાર્યા, કતલ ચલાવી ખરી તેં ચાહ
ફુપું ખંજર ખરૂં તારૂં, પ્રથમ તે લાગતું પ્યારૂં
જખમ દીલમાં કીધા ઉંડા, ખરેખર મોત પણ સારૂં
કર્યા નિર્માલ્ય તે હિંદી, બનાવ્યું ખૂનનું પાણી
પ્રજાળી સંપતિ સઘળી, કરી દેશોજ ધુળધાણી
અરે કાતીલ છૂરી તારી, હજારો તેંજ રગદોળ્યા
બન્યા ઉલ્લુ જગતમાંહે નજરથી તેં નહી છોડયા
હજી ભાવિક જે ભગ્તો, ધરે છે ધ્યાન સૈયામાં
બનીને ગાભરાં ઘેલાં, રહે મશગુલ મૈયામાં
લગન કે મરણની તિથી, ઉજવતા લોક તારાથી.
જમણમાં જમડા જેવી, પ્રીતી કરતીજ પ્યારાથી
હરામી હાડકાં જેનાં, ચલાવે ચોટ ત્યાં ભારી

એ વાર જો લાગે ચલાવે ત્યાં મગજ મારી
અરે ઓ એવફા નારી, કીધી હિંદી તણી ખ્વારી.
સિધાવો પ્રાણ લેનારી. ફરી કરશો ન તૈયારી

---

# શહેરી જીવન ને ગ્રામ્ય જીવન.

## ગજલ

નગરવાસી વીરા મારા જીવન તારૂં નીહાળી જો
અમે છે ગ્રામ્ય નિવાસી હમારા સુખ ભાવીજે
તમારાં રમ્ય છે ભવનો ! હમારે મન ઉપાધી છે
હમારી નાની ઝુંપડી એ ખરા સુખની સમાધી છે
તમારા મહેલ માળામા દુઃખોનું દીલ નવ ઠરતું
હમારી નાની ઝુંપડીમાં દીનોને સુખ બહુ મળતું
ખરી ખતે કર્યું પેદા પ્રભુની ડર હૃદયમાં
તમો જર મેળવો ઝાઝાં હુંપદ તેનું તમોને છે
તમારા વસ્ત્ર જે વપુના મુલાયમ ને દીસે ઝીણું
હમારે ખાદીના વસ્ત્રો ભલે હો ઘટ્ટ ને ઝીણું
ઉડાવો મીષ્ટ ખોરાકો કટુ તીખા વળી ખારા
અમારા સત્વ ગુણવાળા ઘણા સાદા અને સારા
છતાં પેટંટ બાટલીઓ હમેશાં ગૃહ વીશે રાખો
બન્યા છો રોગના ચેલા ઉડે નહિ સુખથી માખો
શરીરને સ્ફુરતી કરવા પીયો છો કોફી કોકો ટી
મગજને શાંતી દેનારી હમારે છાશને રોટી

પ્રભાતે ઉઠવું વહેલું તમોને મરણ સમ લાગે
હમોને એ દીસે રૂડું શરીરને આરોગ્યતા લાગે
તમારા બંધ ભુવનોમાં હવા રહેતી સદા ડરમાં
રમીને રમ્યતા દેતી હમારા ગ્રામ્ય ખેતરમાં
હમારે અન્ય ધન કરતાં શરિર સંપતિ ધન સારૂ
બીજાં ધન તુચ્છ છે એથી અવર ધન કોણ બીચારૂં
તમારે બેસવા કાજે બગી વિક્ટોરીઆ ગાડી
લઇ આધાર વાહનનો ખરેખર હોય આજારી
તમારા શહેરી જીવનમાં વિલાસો વૈભવો ઝાઝા
છતાં અમ ગ્રામ્ય જીવનમાં રહી સ્વર્ગીય સુખે ઝાઝા
તમો સુધરેલમા ખપતા પ્રપંચી ખેલ આદરતા
હમો ભોળા હૃદયનાને ફસાવી પેટ કંઇ ભરતા
અભણુને વહેમી સૌ કહેતા છતા અમે કુસંપથી ડરીએ
પ્રભુના છે સહુ છોરૂ સૌ સંપી સદા ફરીએ
હમારા વૃદ્ધના વચનો હમારા હીતના માની
કરી પાલન પળાવીને વચન કિમત અધીક જાણી
ભલે ભણુતર તમે જાણ્યું ન જાણ્યો ભેદ ભણવાનો
ન કરવાનું કરો પહેલું સુધારો એ શું ગણવાનો
તમારી મંડલીઓની મીટીંગો મેળવો મોટી
વદી જાઓ સુખે ઝાઝુ અમલ ન કરએ રીતો ખોટી
વિરાઓ શહેરના વાશી જણાએ સત્યને કહેજે
કટુના વાણીમાં હોયે ક્ષમા તેની મને દેજે.

# તાડી દારૂ બદી

તાડી દારૂની બદી માંહે   આ ડુબી હિંદુસ્તાન
છોડો હવે તો હદ વળીરે   હાં હાં રે હિંદુસ્તાન
કોઇ મેમાનો ઘર આવે,   તાડીના ઘડીઆં લાવે
ખુબ પાય અને પીવરાવે રે   હાં હાં રે હિંદુસ્તાન–તા૦–૧
ખત્રી ગોલા ને ગાંચી   કોળી દુબળા ને માછી
પીએ છે ઠાંસી ઠાંસી રે,   હાં હાં રે હિંદુસ્તાન
માતા બેનો નવ જોતા,   ચરબી ચારે વ્યશની મોહતા
કંઇ જાન ઘણાએ ખોતા, નફટ નીર્લજ નાદાન–તા૦–૨
બારકે પૈસે પરમાનંદ,   પારસીઓ કરતા આનંદ
પૈસા ગણુતા ખનાખનરે   મોજે મહી મસ્તાન–તાડી–૩
દમ બાળ ઉવાડાં કરતાં   કુલ્લાલો આનંદ કરતા.
છોડે નહી છેવટ મરતા   રે ખુન પીતા એ હેવાન–તાડી–૪
સમજીને વીરલા છોડો, હવે વખત રહયો છે થોડો
ઓળખાણ કરી વસ્તીરોરે એ વ્યશનો ગણો હરામ–તાડી–પ



[redacted] સુરત ખપાટીઆં ચકલાપર આવેલા
શા૦ ચુનીલાલ અમીચંદના "ધી સુરત જૈન એન્જીન
પ્રીન્ટીંગ પ્રેસ"માં, અમરતલાલ જમીયતરામ મહેતાએ
છાપ્યું અને પટેલ ધનાભાઇ નારણજી નીણતકર તથા
પટેલ જગાભાઇ પરસોતમે નીણત તાલુકે બારડોલીમા
પ્રસીદ્ધ કર્યું.